# મુખગણિત શિક્ષક ભાગ ૫.

—: ચોથા ધોરણ માટે કિંમત ચાર આના. :—

આથી ચોપડીના
ડીક્ટેશન શિક્ષક'
ચાર આના.

સર્વ હક સ્વાધીન
કિંમત ૦-૪-૦
પોસ્ટેજ જુદું.

એપ્રિલ
સને ૧૯૨૮



છગનલાલ મોતીરામ શાહ.
'મુખગણિત શિક્ષક' વગેરેના કર્તા શાહપોર—સુરત.

૧૨ના ગુણોત્તરની સંપૂર્ણ નોંધ સાથે તમામ ગુણો-
ત્તરનાં લેખાં ફક્ત ત્રણજ રીતથી ગણી શકાય
એવી નવીન સરળ યુક્તિવાળો.

## —: ચોથા ધોરણનો :—

# મુખગણિત શિક્ષક

## ભાગ ૫.

રચનાર:—છગનલાલ મોતીરામ શાહ.
"ડિકટેશન શિક્ષક" વગેરેના કર્તા.
રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.

પ્રસિદ્ધ કર્તા—છગનલાલ મોતીરામ શાહ.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર—સુરત.

છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
છાપવાનું ઠેકાણું—"શંકર" પ્રિન્ટીંગ પ્રેસ, ચૌટાપુલ—સુરત.
આવૃત્તિ ૧૫ મી. ] [ સને ૧૯૨૮.



કિંમત રૂ. ૦-૪-૦ પોસ્ટેજ જુદું.

મુંબઇ ઇલાકાની ભુગોળની પ્રશ્નોત્તરમાળા માટે

# અભિપ્રાય.

રા. રા. છગનલાલ મોતીરામ શાહ. શાહપોર–સુરત.

સલામ દીગર–આપની બનાવેલી "ચોથા ધોરણની ભુગોળ ( મુંબઇ ઇલાકા )ની પ્રશ્નોત્તરમાળા" મેં પહેલેથી છેવટ સુધી વાંચી. અહીંની સ્કૂલમાં ધોરણ ચોથામાં ભુગોળની પરીક્ષા હંમેશાં લખાણથી થાય છે, માટે અહીંના શિક્ષકોને ભુગોળના પુસ્તક ઉપરથી પ્રશ્નોત્તર લખાવવા પડતા તે મહેનત આપના પુસ્તકથી ઘણી ઓછી થઇ છે. પ્રંશ્નો પણ આપે નવા ધોરણમાં મંજુર થયા પ્રમાણે ભુગોળમાંથી ચૂંટી ઉત્તમ પ્રકારે ગોઠવ્યા છે, જેથી વિદ્યાર્થીઓને એકવાર વાંચી જવાથી સહજ યાદ રહી જાય છે, તે મારા જાતિ અનુભવથી જાણવામાં આવ્યું છે. આવા પ્રશ્નોત્તરમાં બાળકને પણ રસ પડે છે, અને શિક્ષકની મહેનત વૃથા જતી નથી. આવું ઉત્તમ પુસ્તક બહાર પાડવા માટે આપને ધન્યવાદ આપું છું, અને આપના પ્રયાસને સારૂં ઉત્તેજન મળે એમ ઇચ્છું છું." એજ.

લી૦

ભગવાનજી દેવજી પંડયા.

માંગરોળ (કાઠિઆવાડ) તાલુકા સ્કૂલ માસ્તર.

## પ્રકરણ ૧.

## કોષ્ટક.

### અર્થદર્શક પરિમાણો

#### ૧. દેશી નાણાનું

૧૨ પાઈ=૧ આનો.
૧૬ રૂપઆના=આનો.
૪ પૈસા=૧ આનો.
૫ સુરતીપૈસા=૧આનો
૫૧ દોકડા=૧ આનો
૧૦૦ બદામ=૧ આનો

---

૧૬ આના=૧ રૂપીઓ
૧૦૦ દોકડા=૧ રૂપીઓ
૮૦ સુરતીપૈસા=૧રૂા.

---

#### ૨. અંગ્રેજી નાણાનું

૪ ફાર્થિંગ=૧ પેની
૧૨ પેન્સ=૧ શિલિંગ
૨ાા શિલિંગ=અડધો ક્રાઉન
૫ શિલિંગ=૧ ક્રાઉન
૨૦ શિલિંગ=૧ પૌંડ
૪ ક્રાઉન=૧ પૌંડ
૨૧ શિલિંગ=૧ ગીની

### ભારદર્શક પરિમાણો

#### ૩. અંગ્રેજી સાધારણ તોલનું.

૧૬ ડ્રામ=૧ ઔંસ
૧૬ ઔંસ=૧ પૌંડ
૨૮ પૌંડ=૧ કવાર્ટર
૪ કવાર્ટર=૧ હંડ્રવેટ
૨૦ હંડ્રવેટ=૧ ટન
આ તોલને એવૉર્ડુ પોઇઝ વજન કહે છે.

#### ૪. દવા તોલવાનું (અંગ્રેજી.)

૨૦ ગ્રેન=૧ સ્ક્રુપલ
૩ સ્ક્રુપલ=૧ ડ્રામ.
૮ ડ્રામ=૧ ઔંસ
૧૨ ઔંસ=૧ પૌંડ
આ તોલને એપોથીકરી વજન કહે છે.

#### ૫. જવાહીર તોલવાનું (અંગ્રેજી.)

૨૪ ગ્રેન=૧ પેનીવેટ
૨૦ પેનીવેટ=૧ ઔંસ
૧૨ ઔંસ=૧ પૌંડ
આ તોલને ટ્રોય વજન કહે છે.

#### ૬. મોતી તોલવાનું (દેશી)

૧૬ આના=૧ રતી.
૨૦ રતી=૧ ટાંક.

### મહત્વ દર્શક પરિમાણો.

#### ૭. અંતર માપવાનું (અંગ્રેજી.)

૧૨ ઈંચ=૧ ફુટ.
૩ ફુટ=૧ યાર્ડ
૫ાા યાર્ડ=૧ પોલ
૪૦ પોલ=૧ ફર્લોંગ

૮ ફર્લાંગ=૧ માઇલ

૩ માઇલ=૧ લિગ

**૮. અંગ્રેજી ચોરસ માપ.**

૧૪૪ ચોરસ ઈંચ=૧ ચોરસ ફુટ.

૯ ચો. ફુટ=૧ ચોરસ યાર્ડ.

૩૦। ચોરસ યાર્ડ=૧ ચોરસ પોલ (પર્ચ)

૪૦ પોલ=૧ રૂડ

૪ રૂડ=૧ એકર.

૬૪૦ એકર=૧ ચોરસ માઇલ.

**૯. જમીનની લંબાઇ માપવાનું (અંગ્રેજી)**

૧૬ આના=૩૩ ફુટ=૧ ગુંઠો.

૪૦ ગુંઠા=૧ એકર

---

**૧. બદામની ધાત.**

૫ બદામ=૦। સુરતી પૈસો.

૧૦ બદામ=૦॥ સુ. પૈસો

૧૫ ,, =૦॥। ,,

૨૦ ,, =૧ ,,

૨૫ ,, =૧। ,,

---

૬। બદામ=૦॥ પાઇ=૧ ઉપઆનો

૧૨ ,, =૧॥ ,,=૨ ,,

૧૮॥। ,, =૨। ,,=૩ ,,

૨૫ ,, =૩ ,,=૪ ,,

---

૧૬ બદામ=૧ દોકડો

૨૦ બદામ=૧ સુરતી પૈસો.

૨૫ બદામ=૧ સવાઇ

---

**૨. ઉપઆનાની ધાત.**

૧ ઉપઆનો=૦॥। પા.

૨ ઉપઆના=૧॥ પાઇ

૩ ,, =૨। પાઇ

૪ ,, =૩ પાઇ

૮ ઉ૦આ૦=રૂ ૦)૦॥

૧૨ ,, =રૂ ૦)૦॥।

૧૬ ,, =રૂ ૦)–

---

**૩. દોકડાની ધાત.**

૬। દોકડા રૂ. ૦)–

૧૨॥ ,, રૂ. ૦)=

૧૮॥। ,, રૂ. ૦)≡

૨૫ ,, રૂ. ૦।

૩૧। ,, રૂ. ૦।–

૩૭॥ ,, રૂ. ૦।=

૪૩॥। ,, રૂ. ૦।≡

૫૦ ,, રૂ. ૦॥

૫૬। ,, રૂ. ૦॥–

૬૨॥ ,, રૂ. ૦॥=

૬૮॥। ,, રૂ. ૦॥≡

૭૫ ,, રૂ. ૦॥।

૮૧। ,, રૂ. ૦॥।–

૮૭॥ ,, રૂ. ૦॥।=

૯૩॥। ,, રૂ. ૦॥।≡

૧૦૦ ,, રૂ. ૧)

૨૦૦ ,, રૂ. ૨)

૩૦૦ ,, રૂ. ૩)

| | | | |
|---|---|---|---|
| ૪૦૦ | દોકડા | રૂ. | ૪) |
| ૫૦૦ | ,, | રૂ. | ૫) |
| ૬૦૦ | ,, | રૂ. | ૬) |
| ૭૦૦ | ,, | રૂ. | ૭) |
| ૮૦૦ | ,, | રૂ. | ૮) |
| ૯૦૦ | ,, | રૂ. | ૯) |
| ૧૦૦૦ | ,, | રૂ. | ૧૦) |

આ મુજબ બદામની

---

**સાડા સાતનો પા.**

| | | |
|---|---|---|
| ૭॥ | નો | ૦। |
| ૧૫ | નો | ૦॥ |
| ૨૨॥ | નો | ૦॥। |
| ૩૦ | નો | ૧ |
| ૩૭॥ | નો | ૧। |
| ૪૫ | નો | ૧॥ |
| ૫૨॥ | ના | ૧॥। |
| ૬૦ | ના | ૨ |
| ૬૭॥ | ના | ૨। |
| ૭૫ | ના | ૨॥ |
| ૮૨॥ | ના | ૨॥। |
| ૯૦ | ના | ૩ |
| ૯૭॥ | ના | ૩। |
| ૧૦૫ | ના | ૩॥ |
| ૧૧૨॥ | ના | ૩॥। |
| ૧૨૦ | ના | ૪ |
| ૧૨૭॥ | ના | ૪। |
| ૧૩૫ | ના | ૪॥ |
| ૧૪૨॥ | ના | ૪॥। |
| ૧૫૦ | ના | ૫ |

આ આંક ગાલ્લી, મહીના અને બ્યાજના હિસાબ કરવામાં ખાસ ઉપયોગી છે.

---

**સુરતી પૈસાની ધારા.**

| | | | |
|---|---|---|---|
| ૧ | સુ૦પૈ૦ | રૂ. | ૦)૦। |
| ૨॥ | ,, | રૂ. | ૦)૦॥ |
| ૩॥। | ,, | રૂ. | ૦)૦॥। |
| ૫ | ,, | રૂ. | ૦)- |
| ૧૦ | ,, | રૂ. | ૦)= |
| ૧૫ | ,, | રૂ. | ૦)≡ |
| ૨૦ | ,, | રૂ. | ૦। |
| ૨૫ | ,, | રૂ. | ૦।- |
| ૩૦ | ,, | રૂ. | ૦।= |
| ૩૫ | ,, | રૂ. | ૦।≡ |
| ૪૦ | સુ૦ પૈ૦ | રૂ. | ૦॥ |
| ૪૫ | ,, | રૂ. | ૦॥- |
| ૫૦ | ,, | રૂ. | ૦॥= |
| ૫૫ | ,, | રૂ. | ૦॥≡ |
| ૬૦ | ,, | રૂ. | ૦॥। |
| ૬૫ | ,, | રૂ. | ૦॥।- |
| ૭૦ | ,, | રૂ. | ૦॥।= |
| ૭૫ | ,, | રૂ. | ૦॥।≡ |
| ૮૦ | ,, | રૂ. | ૧) |
| ૮૫ | ,, | રૂ. | ૧)- |
| ૯૦ | ,, | રૂ. | ૧)= |
| ૯૫ | ,, | રૂ. | ૧)≡ |
| ૧૦૦ | ,, | રૂ. | ૧। |
| ૨૦૦ | ,, | રૂ. | ૨॥ |
| ૩૦૦ | ,, | રૂ. | ૩॥। |
| ૪૦૦ | ,, | રૂ. | ૫) |
| ૫૦૦ | ,, | રૂ. | ૬। |
| ૬૦૦ | ,, | રૂ. | ૭॥ |
| ૭૦૦ | ,, | રૂ | ૮॥। |
| ૮૦૦ | ,, | રૂ. | ૧૦) |
| ૯૦૦ | ,, | રૂ. | ૧૧। |
| ૧૦૦૦ | ,, | રૂ. | ૧૨॥ |

---

## સુરતી પૈસાનું નાણું સહેલા કરવાની રીત.

પૈસાનો જમણી તરફનો એટલે એકમનો અંક કાપી નાખવો, બાકી રહેલા દશકને બેએ ગુણવાથી આના આવશે અને કાપેલા એકમ જેટલા સુરતી પૈસા. બેએ ગુણવાથી આના આવે તેનું કારણ એ છે કે દશ પૈસાના બે આના થાય માટે દશક સુરતી પૈસાને બેએ ગુણવાથી આના આવે.

ઉદાહરણ—૧૪૫ સુરતી પૈસાનું નાણું શું? ૧૪૫ માંથી પાંચડો કાપી નાખ્યો, બાકી ૧૪ દશક રહ્યા, તેને બેએ ગુણવાથી ૨૮ આના, ને પાંચ પૈસા જવાબ. એટલે ૨૮ આના=રૂ. ૧ાાા~ જવાબ.

---

૧૨ પાઇ = ૧ આનો
૧૨ મણ = ૧ માણી
૧૨ નંગ = ૧ ડઝન
૧૨ ડઝન = ૧ ગ્રોસ
૧૨ ઈંચ = ૧ ફુટ
૧૨ મહીના= ૧ વરસ
૧૨ આંગળ= ૧ વેંત
૧૨ માસા = ૧ તોલો
૧૨ ઔંસ =૧ પૌંડ(ટ્રોય)

---

૧૨ મણ=૧ માણી
૯ મણ=૦ાાા માણી
૬ મણ=૦ાા માણી
૩ મણ=૦ા માણી
આ મુજબ ઉપરના કોષ્ટકની

---

૨૦ નંગ = ૧ કોડી
૨૦ મણ = ૧ ખાંડી
૨૦ ધડી = ૧ ભાર
૨૦ ધા = ૧ રીમ
૨૦ તસુ = ૧ હાથ
૨૦ વીસવાસી=૧ વાસો
૨૦ વસા = ૧ વીંધુ
૨૦ હંડ્રવેટ= ૧ ટન
૨૦ પેનીવેટ= ૧ ઔંસ
૨૦ ગ્રેન = ૧ સ્કુપલ

---

૨૦ મણ=૧ ખાંડી
૧૫ મણ=૦ાાા ખાંડી
૧૦ મણ=૦ાા ખાંડી
૫ મણ=૦ા ખાંડી
આ મુજબ ઉપરના કોષ્ટકની

---

૨૪ મણ=૧ ભાર
૨૪ તસુ=૧ ગજ
૨૪ તાવ=૧ ધા
૨૪ રતી=૧ ટાંક
૨૪ આંગળ=૧ હાથ

૨૪ ફર્લાંગ=૧ લિગ
૨૪ ગ્રેન=૧ પેનીવેટ

---

૨૪ મણ=૧ ભાર
૧૮ મણ=૦॥। ભાર
૧૨ મણ=૦॥ ભાર
૬ મણ=૦। ભાર
આ મુજબ ઉપરના કોષ્ટકની

---

૩૨ મણ=૧ એડીઉં
૩૨ વાલ=૧ તોલો
૩૨ રૂ. ભાર=૧ પૈંડ (ટ્રોય)
૩૨ કવાર્ટ=૧ બુશલ
૩૨ પેક=૧ કવાર્ટર

---

૩૨ મણ=૧ એડીઉં
૨૪ મણ=૦॥। એડીઉં
૧૬ મણ=૦॥ એડીઉં
૮ મણ=૦। એડીઉં
આ મુજબ ઉપરના કોષ્ટકની.

૩ ફુટ=૧ વાર=યાર્ડ
૨। ફુટ=૦॥। વાર
૧॥ ફુટ=૦॥ વાર
૦॥। ફુટ=૦। વાર

---

૧૦૦૦ નંગ=૧ હજાર
૭૫૦ નંગ=૦॥। હજાર
૫૦૦ નંગ=૦॥ હજાર
૨૫૦ નંગ=૦। હજાર

---

૧૦૦ બદામ=૧ આનો
૧૦૦ દોકડા=૧ રૂપીઓ
૧૦૦ નંગ=૧ સેંકડો

---

૨૫ બદામ=રૂ. ૦)૦।
૫૦ ,, રૂ. ૦)૦॥
૭૫ ,, રૂ. ૦)૦॥।
૧૦૦ ,, રૂ. ૦)

---

૬। બદામ=૧ ઉપઆનો
૬। દોકડા=૧ આનો

---

૧૬ આના=૧ રૂપીઓ
૧૬ ઉપઆના=૧ આનો
૧૬ ઉપઉપઆના=૧ ઉપઆનો
૧૬ કાચીપાઈ=૧ પાઈ
૧૬ વીસવારી=૧ બદામ
૧૬ બદામ=૧ દોકડો
૧૬ વાલ=૧ ગદિઆણો
૧૬ મણ=૧ કળશી
૧૬ અધેળ=૧ શેર
૧૬ પાયલી=૧ ફરો
૧૬ ડ્રામ=૧ઔંસ (એવ)
૧૬ ઔંસ=૧પૈંડ (એવ)
૧૬ ચોરસ આના=૧ ગુંઠે

---

**ચોથી ચોપડીનો 'ડિકટેશન શિક્ષક' ચાર આના**

૧૬×૧=થી ૧૬×૨૦ સુધી મોઢે કરવાથી આનાના રૂપીઆ; ઉપઆનાના આના; ઉપઉપઆનાના ઉપઆના; વીસવાસીની બદામ; બદામના દોકડા, અધોળના શેર; અઢીશેરના મણુ; પાયલીના ફરા; દ્રામના ઔંસ; ઔંસના પૌંડ (એવ); વાલના ગદિઆણા; મણુની કળશી અને ચોરસ આનાના ગુંઠા કરવા સુગમ પડશે.

**ઉદાહરણ**—૧૪૪ આના, ઉપઆના, ઉપઉપઆના, વીસવાસી, બદામ, અધોળ, અઢીશેરી, વાલ, અને મણુના; રૂપીઆ, આના, ઉપઆના, બદામ, દોકડા, શેર, મણુ, ગદિઆણા ને કળશી કેટલી ?

૧૪૪ માં ૧૬ નવવાર છે. માટે ૯ રૂપીઆ, ૯ આના, ૯ ઉપઆના, ૯ બદામ, ૯ દોકડા, ૯ શેર, ૯ મણુ, ૯ ગદિઆણા, ને ૯ કળશી.

૧૨×૧ થી ૧૨×૨૦ સુધી મોઢે કરવાથી પાઈના આના, નંગના ડઝન; ડઝના ગ્રોસ; મણુની માણી; મહીનાના વરસ; આંગળના વેંત; ઈંચના ફુટ; માસાના તોલા અને ઔંસટ્રોયના પૌંડ કરવા સુગમ પડશે.

**ઉદાહરણ**—૧૪૪ પાઈ, નંગ, ડઝન, મણુ, મહીના, આંગળ, ઈંચ, માસા, અને ઔંસ ટ્રોયના; આના, ડઝન, ગ્રોસ, માણી, વરસ, વેંત, ફુટ, તોલા, અને પૌંડ ટ્રોય કેટલા ?

૧૪૪ માં ૧૨ બારવાર છે. માટે ૧૨ આના, ૧૨ ડઝન, ૧૨ ગ્રોસ, ૧૨ માણી, ૧૨ વરસ, ૧૨ વેંત, ૧૨ ફુટ, ૧૨ તોલા અને ૧૨ પૌંડ ટ્રોય.

## પૂર્ણાંક સંખ્યાના વર્ગ કરવાની સહેલી રીતો:—

**પહેલી રીત**:—ગુણકના એકમ ગુણ્યમાં મેળવી, તેથી જે બે નવી સંખ્યા બને, તેનો ગુણાકાર કરી તેમાં ગુણ્ય અને ગુણકના એકમનો ગુણાકાર મેળવવો.

બીજી રીતઃ—ગુણાકાર કરવો સહેલો પડે એવી સંખ્યા ગુણકના એકમમાંથી લઇ ગુણ્યમાં મેળવવી, અને તેથી જે બે નવી સંખ્યા બને તેનો ગુણાકાર કરી તેમાં ગુણ્ય અને ગુણકની ઉમેરેલી તથા બાદ કરેલી સંખ્યાનો ગુણાકાર મેળવવો. જેમકે ૧૯ નો વર્ગ કરો.

પહેલી રીત—૧૯+૯=૨૮, ૧૯−૯=૧૦, ૨૮×૧૦=૨૮૦,

૯×૯=૮૧, ૨૮૦+૮૧=૩૬૧,

બીજી રીતઃ—૧૯+૧=૨૦, ૧૯−૧−૧૮, ૨૦×૧૮=૩૬૦,

૧×૧=૧, ૩૬૦+૧=૩૬૧,

## આણુપાણુની સંખ્યાનો વર્ગ કરવાની સહેલી રીતોઃ—

પહેલી રીત—ગુણકની રકમમાં જે પાણો હોય તે ગુણ્યમાં મેળવી તેથી જે બે નવી સંખ્યાઓ બને તેનો ગુણાકાર કરી તેમાં ગુણ્ય અને ગુણકની પાણોનો ગુણાકાર મેળવવો.

બીજી રીત—ગુણાકાર કરવો સહેલો પડે એટલી પણો ગુણકની રકમમાંથી લઈ ગુણ્યમાં મેળવવી, અને તેથી જે બે નવી સંખ્યાઓ બને તેનો ગુણાકાર કરી તેમાં ગુણ્ય અને ગુણકની ઉમેરેલી તથા બાદ કરેલી પાણોનો ગુણાકાર મેળવવો. જેમકે ૭॥। નો વર્ગ કરો.

પહેલી રીત—૭॥।+૦॥।=૮॥, ૭॥।−૦॥।=૭, ૮॥×૭=૫૯॥,

૦॥।×૦॥।=૦॥~ ૫૯॥+૦॥~=૬૦)~,

બીજી રીત—૭॥।+૦।=૮, ૭॥।−૦।=૭॥, ૮×૭॥=૬૦,

૦।×૦।=૦)~ ૬૦+૦)~=૬૦)~

## દશક સરખા હોય પણ એકમ સરખા ન હોય એવી કોઈ બે સંખ્યાનો ગુણાકાર કરવાની સહેલી વાત.

ગુણકમાંના એકમ ગુણ્યમાં મેળવી, જેથી જે બે નવી સંખ્યાઓ બને તેનો ગુણાકાર કરી, તેમાં ગુણ્ય અને ગુણકના એકમનો ગુણાકાર મેળવવો. આ રીત સરખા શતક, હજાર, ઇત્યાદિવાળી બે સંખ્યાઓના ગુણાકારને પણ લાગુ પડશે. તેમજ આણુપાણુવાળી સંખ્યાઓ કે જેના પૂર્ણાંક સરખા હોય તેવી સંખ્યાઓના ગુણાકારને પણ લાગુ પડશે, એટલુંજ નહિ પણ વર્ગને પણ લાગુ પડશે. જેમકેઃ—

૧૫×૧૭; ૪૫×૪૩; ૧૨૫×૧૩૫; ૩|||×૩|; ૪||≈×૪|.

(૧૫+૭) × (૧૭−૭) + (૫×૭)=૨૨×૧૦+૩૫=૨૫૫.

(૪૫+૩) × (૪૩−૩) + (૫×૩)=૪૮×૪૦+૧૫=૧૯૩૫.

(૧૨૫+૩૫) × (૧૩૫−૩૫) + (૨૫×૩૫)=૧૬૦×૧૦૦+૮૭૫
=૧૬૮૭૫.

(૩|||+૦|) × (૩|−૦|) × (૦|||×૦|)=૪×૩+૦)≋=૧૨)[illegible]

(૪||≈+૦|) × (૪|−૦|) +(૦||≈×૦|)=૪|||≈×૪+૦)≈||=૧૯||≈||

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રૂા. | ૦| | નો વર્ગ | રૂા. ૦)– | રૂા. | ૧|| | નો વર્ગ | રૂા. ૨| |
| રૂા. | ૦|| | ,, | રૂા. ૦| | રૂા. | ૧||| | ,, | રૂા. ૩)– |
| રૂા. | ૦||| | ,, | રૂા. ૦||– | રૂા. | ૨ | ,, | રૂા. ૪) |
| રૂા. | ૧ | ,, | રૂા. ૧) | રૂા. | ૨| | ,, | રૂા. ૫)– |
| રૂા. | ૧| | ,, | રૂા. ૧||– | રૂા. | ૨|| | ,, | રૂા. ૬| |

૧૪૦૫૬



## પાણાના ગુણાકાર.

| | |
|---|---|
| રૂ. ૦। ×૦।=રૂ. ૦)- | રૂ. ૦)૦। ×૦।=રૂ. ૦)૦)- |
| રૂ. ૦॥ ×૦।=રૂ. ૦)= | રૂ. ૦)૦॥ ×૦।=રૂ. ૦)૦)= |
| રૂ. ૦॥। ×૦।=રૂ. ૦)≡ | રૂ. ૦)૦॥। ×૦।=રૂ. ૦)૦)≡ |
| રૂ. ૦। ×૦॥=રૂ. ૦)= | રૂ. ૦)૦। ×૦॥=રૂ. ૦)૦)= |
| રૂ. ૦॥ ×૦॥=રૂ. ૦। | રૂ. ૦)૦॥ ×૦॥=રૂ. ૦)૦। |
| રૂ. ૦॥। ×૦॥=રૂ. ૦।= | રૂ. ૦)૦॥। ×૦॥=રૂ. ૦)૦।= |
| રૂ. ૦। ×૦॥।=રૂ. ૦)≡ | રૂ. ૦)૦। ×૦॥।=રૂ. ૦)૦)≡ |
| રૂ. ૦॥ ×૦॥।=રૂ. ૦।= | રૂ. ૦)૦॥ ×૦॥। રૂ. ૦)૦।= |
| રૂ. ૦॥। ×૦॥।=રૂ. ૦॥- | રૂ. ૦)૦॥। ×૦॥।=રૂ. ૦)૦॥- |

## મનોયત્ન ૧.

૧) ૭૨, ૮૬, ૧૯૨, ૨૨૪, ૩૦૪, ઉપઉપઆનાના ઉપઆના. ઉપઆનાના આના, વીસવાસીની બદામ, બદામના દોકડા; વાલના ગદિઆણા; અઢીશેરના મણ; અધોળાના શેર; પાવલીના રૂપા; ડ્રામના ઔંસ; (એવ); ઔંસના પૌંડ (એવ); ચોરસ આનાના ગુંઠા કરો.

૨) ૪૩॥।, ૭૬।, ૧૨॥, ૬૭॥, અને ૮૦ રૂપીઆભારના અધોળ કહો તથા એટલાજ શેરની અઢીશેરી કહો.

૩) ૪૨॥, ૫૫, ૯૭॥, ૧૪૬॥, ૩૫૮, ૨૭૬, ૪૨૩, ૬૨૯, અને ૫૭॥। સુરતી પૈસાનું નાણું કરો.

૪) ૧૫, ૩૭, ૪૮, ૭૫, ૧૪।, ૨૫॥, ૩૯॥ નો વર્ગ કરો.

૫) ૧૫×૧૮; ૩૩×૩૬; ૩૫×૩૩; ૧॥×૧।; ૨॥×૨॥ નો ગુણાકાર કહો.

૬) રૂ. ૦। થી રૂ. ૨॥ સુધીનો વર્ગ કહો.

# પ્રકરણ ૨. ગુણોત્તરની સમજ.

એક સંખ્યા બીજી સંખ્યાથી કેટલી ગણી છે, અથવા બીજીનો કેટલામો ભાગ છે એ બતાવનારી ત્રીજી સંખ્યાને તે બે સંખ્યાનું *ગુણોત્તર કહે છે. જેમકે ૨૪ એ ૬ થી ૪ ગણી છે. માટે ૨૪ અને ૬નું ગુણોત્તર ૪. ૬ એ ૨૪ નો ચોથો ($\frac{૧}{૪}$) ભાગ છે. માટે ૬ અને ૨૪નું ગુણોત્તર $\frac{૧}{૪}$. $\frac{૨}{૭}$ અને $\frac{૮}{૨૧}$ નું ગુણોત્તર $\frac{૨}{૭} \div \frac{૮}{૨૧} = \frac{૩}{૪}$ છે.

એકજ જાતની કોઈ બે સંખ્યાનો મુકાબલો બે રીતે થઇ શકે.

૧) એક સંખ્યા બીજીથી કેટલી વધારે અથવા ઓછી છે એમ કહીને.

૨) એક સંખ્યા બીજીથી કેટલા ગણી છે અથવા બીજીનો કેટલામો ભાગ છે એમ કહીને.

જેમકે ૨૪ અને ૬ એ બે સંખ્યાઓ લીધી; તો પહેલી રીતે ૨૪ એ ૬ થી ૧૮ વધારે છે અથવા ૬ એ ૨૪ થી ૧૮ ઓછી છે એમ કહેવાય, અને બીજી રીતે ૨૪ એ ૬ થી ચાર ગણી છે અથવા ૬ એ ૨૪ નો ૪થો ($\frac{૧}{૪}$) ભાગ છે એમ કહેવાય. પહેલી રીતમાં બે સંખ્યાની બાદબાકી કરવી પડે છે, અને બીજી રીતમાં પહેલીને બીજીએ ભાગવી પડે છે, ગુણોત્તર કાઢવામાં આ બીજી રીતેજ મુકાબલો કરી શકાય એટલે ૨૪ એ ૬ થી ૪ ગણા છે અથવા ૬ એ ૨૪નો ૪થો ($\frac{૧}{૪}$) ભાગ છે એ યાદ રાખવું.

* ગુણોત્તર=(ગુણ=ગણી+ઉત્તર=વધારો)=અમુક ગણો વધારો.

ગુણોત્તર કાઢવામાં બે સંખ્યાનો ક્રમ કાયમ રાખી પહેલીને ભાજ્ય અને બીજીને ભાજક ગણવી, ક્રમ ફેરવી નાખવાથી જવાબ ઉલટાઈ જશે.

જે બે સંખ્યાનું ગુણોત્તર કાઢવું હોય, તે બે સંખ્યા મળીને યુગ્મ કહેવાય છે. ગુણોત્તરની પહેલી સંખ્યાને અગ્રસર અને બીજીને ઉપાગ્રસર કહે છે.

ગુણોત્તર બતાવવાને અગ્રસર અને ઉપાગ્રસર વચ્ચે ભાગાકારના (÷) આવા ચિહ્નનું ટુંકું રૂપ (:) આવા બે ટપકાં મૂકવામાં આવે છે; જેમ ૩ ને ૪નું ગુણોત્તર ૩ : ૪ આમ લખાય. અને વાંચવું હોય ત્યારે ૩ જેમ ૪ને છે એમ બોલાય, ૩ અને ૪ એ બને પદ કહેવાય છે.

અગ્રસર અને ઉપાગ્રસર વચ્ચે ભાજ્ય અને ભાજકનો સંબંધ છે. એટલે અગ્રસર અંશ અને ઉપાગ્રસર છેદ ગણી અપૂર્ણાંક લખવાથી તેમનું ગુણોત્તર નીકળે છે; માટે **ગુણોત્તર કાઢવાને પહેલી સંખ્યાને બીજી સંખ્યાએ ભાગવી** પડે છે. આ ઉપરથી સ્પષ્ટ છે કે અપૂર્ણાંકના અંશ અને છેદ વચ્ચે જે સંબંધ છે, તેવોજ સબંધ બે સંખ્યાના ગુણોત્તર વચ્ચે છે.

અપૂર્ણાંકના અંશ અને છેદને એકજ રકમે ગુણવાથી અથવા ભાગવાથી કિંમતમાં ફેર પડતો નથી, તેમજ બે સંખ્યાનું ગુણોત્તર કાઢવું હોય તે બે સંખ્યાઓને પણ એકજ રકમે ગુણવાથી અથવા ભાગવાથી ગુણોત્તરની કિંમતમાં ફેર પડતો નથી. જેમ ૩ અને ૪ એ બે સખ્યાનું ગુણોત્તર $\frac{૩}{૪}$ છે. હવે ૩ને ૪એ ગુણ્યા અને ૪ને પણ ૪એ ગુણ્યા તો ૧૨ અને ૧૬ એ બે સંખ્યા થઈ,

તો એ બે સંખ્યાનું ગુણોત્તર $\frac{૧૨}{૧૬}$ અથવા $\frac{૩}{૪}$ એ એકનું એકજ છે. ૩ને ૪એ ભાગવાથી $\frac{૩}{૪}$ અને ૪ને ૪એ ભાગવાથી ૧. એટલે $\frac{૩}{૪}$ ને ૧ એ બે સંખ્યાઓ થઇ તો એ બે સંખ્યાઓનું ગુણોત્તર પણ $\frac{૩}{૪}$જ છે.

૧૨ કેરી ૪ કેરીથી કેટલા ગણી છે એમ કહી શકાય. પરંતુ ૧૨ મણ ૪ કેરીથી કેટલા ગણા છે એમ કહેવાય નહિ. આ ઉપરથી જણાય છે કે **ગુણોત્તર હંમેશાં બે એકજ જાતની સંખ્યાઓ વચ્ચે નીકળી શકે.** પરિમાણની જાત એકજ હોય પણ નામ જુદાં હોય તો બનેને એક નામમાં લાવી ગુણોત્તર કાઢવું. જેમકે ૧ રૂપીઓ ને ૧ આનો; ૧ મણ ૧ શેર; ૧ ગજ ને ૧ તસુ; ૧ કલાક ને ૧ સેકંડનું ગુણોત્તર કાઢવું હોય તો ૧ રૂપીઓ=૧૬ આના, માટે ૧૬ આના ને ૧ આનાનું ગુણોત્તર ૧૬. ૧ મણ=૪૦ શેર, માટે ૪૦ શેર ને ૧ શેરનું ગુણોત્તર ૪૦. ૧ ગજ=૨૪ તસુ, માટે ૨૪ તસુ ને ૧ તસુનું ગુણોત્તર ૨૪. ૧ કલાક=૩૬૦૦ સેકંડ, માટે ૩૬૦૦ સેકંડ ને ૧ સેકંડનું ગુણોત્તર ૩૬૦૦. વળી એ ઉપરથી એમ જણાય છે કે **કોઇપણ એકજ જાતનાં બે પરિમાણોનું ગુણોત્તર તેના કોષ્ટક જેટલુંજ આવે છે.**

૩ રૂપીઆ ને ૩ આના; ૩ મણ ને ૩ શેર, ૩ ગજ ને ૩ તસુ; ૩ કલાક ને ૩ સેકંડનું ગુણોત્તર ૧૬; ૪૦; ૨૪ અને ૩૬૦૦ છે. આ ઉપરથી એમ જણાય છે કે **કોઇપણ એકજ જાતનાં સરખી સંખ્યાવાળા બે પરિમાણોનું ગુણોત્તર પણ તેના કોષ્ટક જેટલુંજ આવે છે.**

૩ રૂપીઆ ને ૧ આનો; ૩ મણ ને ૧ શેર; ૩ ગજ ને ૧ તસુ; ૩ કલાક ને ૧ સેકંડનું ગુણોત્તર કહો. જવાબ ૪૮, ૧૨૦, ૭૨ અને ૧૦૮૦૦. જુઓ ત્યારે આ ઉપરથી સમજાય છે કે **અગ્રસરનો જેટલામો ભાગ ઉપાગ્રસર હોય તે ભાગે તે પરિમાણોના કોષ્ટકને ગુણવાથી ગુણોત્તર નીકળે છે.**

૩ રૂપીઆ ને ૬ આના, ૩ મણ ૬ શેર; ૩ ગજ ને ૬ તસુ; ૩ કલાક ને ૬ સેંકડનું ગુણોત્તર કેટલું ? જવાબ ૮, ૨૦, ૧૨, ૧૮૦૦. જુઓ ત્યારે આ ઉપરથી સમજાય છે કે **અગ્રસર કરતાં ઉપાગ્રસર જેટલો ગણો હોય તેટલા ગણાએ તે પરિમાણોના કોષ્ટકને ભાગવાથી ગુણોત્તર નીકળે છે.**

* વિશેષ સંખ્યાને વિશેષ સંખ્યાએ ભાગવાથી જવાબ સાદી સંખ્યા આવે છે, માટે જુદાં જુદાં વિવિધ પરિમાણો અથવા એકજ જાતની વિશેષ સંખ્યાનું ગુણોત્તર સાદી સંખ્યા આવે એ સ્પષ્ટ છે. જેમકે ૧૫ મણ ને ૩ મણનું ગુણોત્તર ૫ મણ નહિ, પણ ૫ સાદી સંખ્યા છે.

## મનોયત્ન ૨.

| | |
|---|---|
| રૂપીઆના આના કેટલા ? | મણના શેર કેટલા ? |
| આનાની પાઇ કેટલી ? | શેરના અધોળ કેટલા ? |
| માણીના મણ કેટલા ? | શેરના રૂા. ભાર કેટલા ? |
| ડઝનના નંગ કેટલા ? | ખાંડીના મણ કેટલા ? |

* સંખ્યાની સાથે કોઇ વસ્તુનું નામ આવે ત્યારે તેને વિશેષ સંખ્યા કહે છે. જેમકે ૫ રૂપીઆ, ૩ મણ, ૨ ગજ, ૪ વર્ષ વગેરે. આમાં ૫, ૩, ૨, ૪ વિશેષ સંખ્યા છે.

| | |
|---|---|
| બારના મણ કેટલા ? | ૪ શેરના પાશેરા કરો. |
| બારની ઘડી કેટલી ? | ૮ મણના શેર કરો. |
| તોલાના વાલ કેટલા ? | ૩ કોડીના નંગ કરો. |
| તોલાની રતી કેટલી ? | ૬ ગાલ્લીના મણ કરો. |
| ગદિઆણાના વાલ કેટલા ? | ૦॥ રૂપીઆના આના કરો. |
| વાલની રતી કેટલી ? | ૧। રૂપીઆના આના કરો. |
| ગદિઆણાની રતી કેટલી ? | ૩॥ શેરના અધોળ કરો. |
| ગજના તસુ કેટલા ? | ૧॥ શેરના નવટાંક કરો. |
| રીમના ધા કેટલા ? | ૧॥ મણની પાંચશેરી કરો. |
| સેંકડાના નગ કેટલા ? | ૧। ગદિઆણાની રતી કરો. |
| મહીનાના દિવસ કેટલા ? | ૧॥ ખાંડીના મણ કરો. |
| ગાલ્લીના મણ કેટલા ? | ૩। ડઝનનાં નંગ કરો. |
| ગાલ્લીના દસશેરા કેટલા ? | ૧॥। પૌંડના શિલિંગ કરો. |
| વરસના દિવસ કેટલા ? | ૧॥ શિલિંગના પેન્સ કરો. |
| રૂપીઆના દોકડા કેટલા ? | ૧। પેન્સના ફાર્થિંગ કરો. |
| આનાની બદામ કેટલી ? | ૪। રૂપીઆના દોકડા કરો. |
| પૌંડના શિલિંગ કેટલા ? | ૩॥ આનાના ઉપઆના કરો. |
| આનાના ઉપઆના કેટલા ? | ૨॥ આનાની બદામ કરો. |
| પાવલાની પાઈ કેટલી ? | ૧॥ તોલાના વાલ કરો. |
| ૭ રૂપીઆના આના કરો ? | ૩॥ ગજના તસુ કરો. |
| ૮ આનાની પાઈ કેટલી ? | ૧॥। દોકડાની બદામ કરો. |

| | |
|---|---|
| ૨૪ આનાના રૂપીઆ કેટલા ? | ૧૮ મણની માણી કેટલી ? |
| ૪૮ રતીના ગદિઆણા કેટલા ? | ૪૦ નંગની કોડી કેટલી ? |

૨૪ મણુની કળશી કેટલી ?
૨૫ શિલિંગના પૌંડ કેટલા ?
૬૪ વાલના તોલા કેટલા ?
૨૮ પાશેરના શેર કેટલા ?
૩૨ વાલના ગદિઆણા કેટલા ?
૮ માણીના ભાર કેટલા ?
૬ મણુની ધડી કેટલી ?
૧૨ કળશીના બેડીઆં કેટલા ?
૬ ખાંડીની ગાલ્લી કેટલી ?
૧૫ ભારની માણી કેટલી ?
૭ બેડીઆંની કળશી કેટલી ?
૩ ગાલ્લીની ખાંડી કેટલી ?
૫ ધડીના મણ કેટલા ?
૧I સેંકડાની કોડી કેટલી ?
૦I હજારના સેંકડા કેટલા ?



**મનોયત્ન ૩.** નીચેના પરિમાણોનું ગુણોત્તર કાઢો.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | ને | ૪ | આનો | : | પાઇ | | ગાલ્લી | : | મણુ |
| ૪ | ને | ૮ | આનો | : | દોઢ પાઇ | | મહીનો | : | દિવસ |
| ૨૫ | ને | ૫ | માણી | : | મણુ | | પૌંડ | : | શિલિંગ |
| ૫ | ને | ૨૫ | મણુ | : | શેર | | શિલિંગ | : | પેન્સ |
| ૧૦ | ને | ૧૦૦૦ | શેર | : | રૂ. ભાર | | પેન્સ | : | ફાર્ધિંગ |
| ০III | ને | ০I | શેર | : | નવટાંક | | ટન | : | હંડ્રવેટ |
| ০I | ને | ০III | મણુ | : | પાંચશેરી | | રૂડ | : | પોલ્લ |
| ০II | ને | ০I | ડઝન | : | નંગ | | એકર | : | ગુંઠો |
| ০I | ને | ০II | ગ્રોસ | : | ડઝન | | વરસ | : | દિવસ |
| ૮ કેરી | ને | ૪ કેરી | ભાર | : | ધડી | | તોલો | : | વાલ |
| ૪ મણુ | ને | ૮ મણ | ગજ | : | તસુ | | ગદિઆણો | : | વાલ |
| રૂપીઓ | : | આનો | ભાર | : | મણુ | | તોલો | : | રતી |
| પાવલું | : | પાઇ | બેડીઉં | : | મણુ | | ગદિઆણો | : | રતી |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ધા | : | તાવ | પેનીવેટ | : | ગ્રેન | મણુ | : | સવાશેરી |
| રીમ | : | ધા | માઇલ | : | ફર્લાંગ | મણુ | : | અઢીશેરી |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ઔંસ(ટ્રોય) | : | પૌંડ | તસુ | : | ગજ | પોલ | : | રૂડ |
| આના | : | રૂપીઆ | મણુ | : | ભાર | રૂડ | : | એકર |
| પાઇ | : | પાવલું | મણુ | : | બેડીફ | ગુ ઠો | : | એકર |
| પાઇ | : | આનો | મણુ | : | ગાલ્લી | દિવસ | : | વરસ |
| દોઢપાઇ | : | આનો | મણુ | : | કળશી | વાલ | : | તોલો |
| મણુ | : | માણી | મણુ | : | મુડો | વાલ | : | ગદિઆણો |
| શેર | : | મણુ | મહીનો | : | વરસ | રતી • | : | તોલો |
| રૂ. ભાર | : | શેર | દિવસ | : | મહીનો | રતી | : | ગદિઆણો |
| નંગ | : | ડઝન | શિલિંગ | : | પૌંડ | તાવ | : | ધા |
| ડઝન | : | ગ્રોસ | પેન્સ | : | શિલિંગ | ગ્રેન | : | પેનીવેટ |
| ઘડી | : | ભાર | ફાર્ધિંગ | : | પેની | ફર્લાંગ | : | માઇલ |

## મનોયત્ન ૪.

| | | |
|---|---|---|
| રૂપીઓ : બેઆની | રૂપીઓ : ૬ા દોકડા | રૂપીઓ : ૪ પાઈ |
| રૂપીઓ : ૧૨ાા દો. | રૂપીઓ : ૫સુ૦પૈસા | રૂપીઓ : ૧ પૈસો |
| રૂપીઓ : ૧૦ સુરતી પૈસા | રૂપીઓ : ૫ દોકડા | રૂપીઓ : ૩ પાઈ |
| | રૂપીઓ : ૪સુ૦પૈસા | રૂપીઓ : ૨૫ બદામ |
| રૂપીઓ : ૧૦ દોકડા | રૂપીઓ : ૮ પાઇ | રૂપીઓ : ૦ા આનો |
| રૂપીઓ : ૮ સુ૦ પૈ. | રૂપીઓ : ૬ પાઇ | રૂપીઓ : ૨ પાઇ |
| રૂપીઓ : ૧૬ પાઇ | રૂપીઓ : ૨ાા દોકડા | રૂપીઓ : ૧ દોકડો |
| રૂપીઓ : ૧ આનો | રૂપીઓ : ૨ સુ૦પૈસા | રૂપીઓ : ૧૭૫આનો |

| | | |
|---|---|---|
| રૂપીઓ : ૦ા પાઇ | આનો : ૦ા સુ૦ પૈ | આનો : ૦ાા ઉ.આ. |
| રૂપીઓ : ૫ બદામ | આનો : ૧ પાઈ | આનો : ૨ા બદામ |
| રૂપીઓ : ૦ા સુ. પૈસો | આનો : ૧ ઉપઆનો | આનો : ૬ પાઇ |
| આનો : ૧ અધેલો | આનો : ૬ા બદામ | આનો : ૦ા ઉ. આ. |
| આનો : ૨ ઉપઆના | આનો : ૨ બદામ | આનો : ૧ બદામ |
| આનો : ૧૨ાાબદામ | આનો : ૦ા સુ. પૈસો | આનો : ૦ા ઉપઆનો |
| આનો : ૧૦ બદામ | આનો : ૦ા પાઈ | આનો : ૫ વીસવાસી |

## મનોયત્ન ૫.

| | | |
|---|---|---|
| પૌંડ : ૨ા શિલિંગ | પૌંડ : ૬ પેન્સ | શિલિંગ : ૧ા પેન્સ |
| પૌંડ : ૨ શિલિંગ | પૌંડ : ૫ પેન્સ | શિલિંગ : ૧ પેની |
| પૌંડ : ૧ શિ. ૪ પે. | પૌંડ : ૪ પેન્સ | શિલિંગ : ૦ાા પેની |
| પૌંડ : ૧ા શિલિંગ | પૌંડ : ૨ા પેન્સ | શિલિંગ : ૨ ફાર્ધિંગ |
| પૌંડ : ૧૦ પેન્સ | પૌંડ : ૨ પેન્સ | શિલિંગ : ૧ા ફાર્ધિંગ |
| પૌંડ : ૮ પેન્સ | પૌંડ : ૧ પેની | શિલિંગ : ૦ાા ફાર્ધિંગ |
| પૌંડ : ૭ા પેન્સ | પૌંડ : ૦ા પેની | શિલિંગ : ૦ા ફાર્ધિંગ |

## મનોયત્ન ૬.

| | | |
|---|---|---|
| માણી : ૬ મણુ | માણી : ૧ા મણુ | ધા : ૮ તાવ |
| માણી : ૪ મણુ | માણી : ૧ મણુ | ધા : ૬ તાવ |
| માણી : ૩ મણુ | માણી : ૦ાા મણુ | ધા : ૪ તાવ |
| માણી : ૨ મણુ | ધા : ૧૨ તાવ | ધા : ૩ તાવ |

ધા : ૨ તાવ
ધા : ૧॥ તાવ
ધા : ૦॥ તાવ
ધડી : ૨૪ શેર
ધડી : ૧૬ શેર
ધડી : ૧૨ શેર
ધડી : ૮ શેર
ધડી : ૬ શેર
ધડી : ૪ શેર
ધડી : ૩ શેર
ધડી : ૨ શેર
ધડી : ૧॥ શેર
ધડી : ૧ શેર
ધડી : ૦॥ શેર
તોલો : ગદિઆણો
તોલો : ૩૨ રતી
તોલો : ૮ વાલ
તોલો : ૧૬ રતી
તોલો : ૪ વાલ
તોલો : ૮ રતી
તોલો : ૨ વાલ
તોલો : ૪ રતી
તોલો : ૧ વાલ
તોલો : ૨ રતી

તોલો : ૦॥ વાલ
તોલો : ૧ રતી
ખાંડી : ૧૦ મણ
ખાંડી : ૫ મણ
ખાંડી : ૨॥ મણ
ખાંડી : ૨ મણ
ખાંડી : ૧ મણ
ખાંડી : ૦॥ મણ
મણ : ૨૦ શેર
મણ : ૧૦ શેર
મણ : ૮ શેર
મણ : ૫ શેર
મણ : ૪ શેર
મણ : ૨॥ શેર
મણ : ૨ શેર
મણ : ૧॥ શેર
મણ : ૧ શેર
સેંકડો : ૫૦ નંગ
સેંકડો : ૨૫ નંગ
સેંકડો : ૨૦ નંગ
સેંકડો : ૧૨॥ નંગ
સેંકડો : ૧૦ નંગ
સેંકડો : ૬। નંગ

સેંકડો : ૫ નંગ
સેંકડો : ૪ નંગ
સેંકડો : ૨॥ નંગ
સેંકડો : ૨ નંગ
સેંકડો : ૧ નંગ
હજાર : ૫૦૦ નંગ
હજાર : ૨૫૦ નંગ
હજાર : ૨૦૦ નંગ
હજાર : ૧૨૫ નંગ
હજાર : ૧૦૦ નંગ
હજાર : ૬૨॥ નંગ
હજાર : ૫૦ નંગ
હજાર : ૨૫ નંગ
હજાર : ૨૦ નંગ
હજાર : ૧૨॥ નંગ
હજાર : ૧૦ નંગ
મહીનો : ૧૫ દિવસ
મહીનો : ૧૦ દિવસ
મહીનો : ૭॥ દિવસ
મહીનો : ૬ દિવસ
મહીનો : ૫ દિવસ
મહીનો : ૩॥ દિવસ
મહીનો : ૩ દિવસ

| | | |
|---|---|---|
| મહીનો : ૨॥ દિવસો | મહીનો : ૧॥ દિવસ | મહીનો : ૧ દિવસ |
| મહીનો : ૨ દિવસ | મહીનો : ૧। દિવસ | મહીનો : ०॥ દિવસ |



## મનોયત્ન ૭.

| | | |
|---|---|---|
| ગાલ્લી : ०। મણ | ૫ નવટાંક : ૧। રૂ.ભાર | ૧॥ દિવસ : વરસ |
| ૪ શેર : માણી | ૩૨ રતી : ०॥ તોલો | ૧। ભાર : ०॥મણ |
| ૮ શેર : ૩।. ભાર | ૨॥ રીમ : ૨ ધા | ૩૬ દિવસ : ૨ વર્ષ |
| ૩ પૌંડ : શિલિંગ | ૨॥ ધા : ૨ તાવ | ૫ પોલ : ૨માઈલ |
| અઢીશેર : મણ | ૨ એકર : ૨ ગુંઠા | ૧૨॥ દોકડા : ૬।બદામ |
| અડધોપૌંડ : પેની | ૧। શેર : ૩ મણ | ૧૮॥ દોકડા : ૩આના |
| ૧૦આના : પાઇ | ૩॥ શેર : ૧૫ શેર | ૪૮ શેર : ૧ ઘડી |
| ગજ : તસુ | ૨॥રૂપીઆ : ૪ આના | ૧૨ માસા : ૯૬ રતી |
| ૨ તસુ : ગજ | ૧॥ મણ : ૩ શેર | ૯૬ રતી : ૨ ગદ્દિ |
| ०॥રૂપીઓ : ૧૨॥ દો. | ०॥ મણ : એડીક | રૂ. ०॥= : રૂ. ૬० |
| ०॥ આનો : ૬। બદામ | ૧॥ રતી : તોલો | ૨ પૌંડ : ૩પેન્સ |
| ૧० શેર : ગાલ્લી | ૬૪ શેર : કળશી | ૩ કોડી : ૪ નંગ |



## મનોયત્ન ૮.

| | |
|---|---|
| ૩ રૂપીઆ : ૩ આના | ૮ તોલા : ૮ વાલ |
| ૭ આના : ૭ પાઇ | ૨ તોલા : ૨ રતી |
| ૩ પૌંડ : ૩ શિલિંગ | ૭ ટન : ૭ હંડ્રવેટ |
| ૪ શિલિંગ : ૪ પેન્સ | ૩ ગાલ્લી : ૩ મણ |
| ૪ માણી : ૪ મણ | ૨ વરસ : ૨ મહીના |

| | | | |
|---|---|---|---|
| ૩ મહીના | : ૩ દિવસ | ૩ રૂપીઆ | : ૩ દોકડા |
| ૭ મણુ | : ૭ શેર | ૮ રૂપીઆ | : ૮ પાવલા |
| ૭ શેર | : ૭ અધોળ | ૪ આના | : ૪ ઉપઆના |
| ૩ શેર | : ૩ પાશેર | ૩ પૈસા | : ૩ પાઇ |
| ૫ દોકડા | : ૫ બદામ | ૩ બેઆની | : ૩ આના |



| | | | |
|---|---|---|---|
| ૧ા રૂપીઓ | : ૧ા આનો | ૨ાા વાલ | : ૨ાા રતી |
| ૧ાા આનો | : ૧ાા પાઇ | ૧ા ગદિઆણો | : ૧ા વાલ |
| ૨ા પૌંડ | : ૨ા શિલિંગ | ૧ાા બેડીઉં | : ૧ાા મણુ |
| ૩ાા પૌંડ | : ૩ાા શિલિંગ | ૦ાા ગાલ્લી | : ૦ાા મણુ |
| ૨ાા મણુ | : ૨ાા શેર | ૦ાા શેર | : ૦ાા અધોળ |
| ૧ાા શેર | : ૧ાાા રૂપીઆ ભાર | ૦ા મણુ | : ૦ા શેર |
| ૩ાા શેર | : ૩ાા અધોળ | ૦ાા રૂપીઓ | : ૦ાા દોકડો |
| ૧ાા ડઝન | : ૧ાા નંગ | ૦ાા આનો | : ૦ાા બદામ |
| ૨ા ગ્રોસ | : ૨ા ડઝન | ૦ાા દોકડો | : ૦ાા બદામ |
| ૨ા તોલો | : ૧ા વાલ | ૧ા આનો | : ૧ા બદામ |

## મનોયત્ન ૯.

| | | | |
|---|---|---|---|
| ૪ પૈસા | : ૪ આના | ૩ ફાર્ધિંગ | : ૩ પેન્સ |
| ૩ આના | : ૩ રૂપીઆ | ૨ પેન્સ | : ૨ પૌંડ |
| ૩ તસુ | : ૩ ગજ | ૫ દોકડા | : ૫ રૂપીઆ |
| ૭ વાલ | : ૭ તોલા | ૧ાા વાલ | : ૧ાા તોલો |
| ૪ તાવ | : ૪ ધા | ૨ાા શેર | : ૨ાા મણુ |
| ૭ પેન્સ | : ૭ શિલિંગ | ૨ાા તસુ | : ૨ાા ગજ |

| | | | |
|---|---|---|---|
| ૧॥ ડઝન | : ૧॥ ગ્રોસ | ૦॥ શિલિંગ | : ૦॥ પૌંડ |
| ૧॥ આનો | : ૧॥ રૂપીઓ | ૦॥ પેની | : ૦॥ શિલિંગ |
| ૦। આનો | : ૦। રૂપીઓ | ૦। ફર્લાંગ | : ૦। માઇલ |

## મનોયત્ન ૧૦.

| | | | |
|---|---|---|---|
| ૪ રૂપીઓ | : ૨ આના | ૯ શેર | : ૪॥ અધોળ |
| ૬ શેર | : ૩ રૂપીઆભાર | ૭ તોલા | : ૩॥ વાલ |
| ૪ મણ | : ૨ શેર | ૨ ગદિઆણા | : ૧ વાલ |
| ૭ ખાંડી | : ૩॥ મણ | ૨ મણ | : ૧ શેર |



| | | | |
|---|---|---|---|
| ૩ ગ્રોસ | : ૦॥। ડઝન | ૧૪ રૂપીઆ | : ૩॥ દોકડા |
| ૮ મણ | : ૨ શેર | ૨ આના | : ૦॥ બદામ |
| ૪ વરસ | : ૧ માસ | ૪ આના | : ૧ પાઇ |
| ૬ ગાલ્લી | : ૧॥ મણ | ૩ પૌંડ | : ૦॥। શિલિંગ |
| ૨ એડીઆ | : ૦॥ મણ | ૪ શિલિંગ | : ૧ પેન્સ |



| | | | |
|---|---|---|---|
| ૧ આનો | : ૨ પાઈ | ૮ મણ | : ૧૬ શેર |
| ૧॥ મણ | : ૩ શેર | ૨ ખાંડી | : ૪ મણ |
| ૫ દોકડા | : ૧૦ બદામ | ૪ તોલા | : ૮ ગદિઆણા |
| ૪ રૂપીઆ | : ૮ આના | ૩ ગદિઆણા | : ૬ રતી |
| ૩ શેર | : ૬ રૂપીઆભાર | ૨ ડઝન | : ૪ નંગ |
| ૫ દોકડા | : ૧૦ બદામ | ૩ ટન | : ૬ હંડ્રેવેટ |



| | | | |
|---|---|---|---|
| ૨ મણુ | : ૮ શેર | ૩ બદામ | : ૧૨ વીસવાસી |
| ૨ વરસ | : ૮ દિવસ | ૨ પૌંડ | : ૮ શિલિંગ |
| ૩ ભાર | : ૧૨ મણુ | ૩ પેન્સ | : ૧૨ શિલિંગ |
| ૩ શેર | : ૧૨ અધોળ | ૩ શિલિંગ | : ૧૨ પૌંડ |
| ૩ રૂપીઆ | : ૧૨ દોકડા | ૩ આના | : ૧૨ રૂપીઆ |
| ૪ આના | : ૧૬ દોઢપાઈ | ૩ પાઇ | : ૧૨ આના |
| ૩ આના | : ૧૨ ઉપઆના | ૨ અધોળ | : ૮ શેર |



## મનોયત્ન ૧૧.

૧) ૧ાા મણુ ને કેટલા શેરનું ગુણોત્તર ૧૨ ?
૨) ૧ા શેર ને કેટલા રૂપીઆભારનું ગુણોત્તર ૨૦ ?
૩) ૧ા રૂપીઓ ને કેટલા આનાનું ગુણોત્તર ૮ ?
૪) ૬૨ાા દોકડા ને કેટલા પૈસાનું ગુણોત્તર ૧૦ ?
૫) ૨ાા પૌંડ ને કેટલા શિલિંગનું ગુણોત્તર ૨૦ ?
૬) ૧ાા કળશી ને કેટલા મણનું ગુણોત્તર ૨૪ ?
૭) ૪ ગાલ્લી ને કેટલી ખાંડીનું ગુણોત્તર ૮ ?
૮) ૨ વરસ ને કેટલા દિવસનું ગુણોત્તર ૨૪ ?
૯) ૩ાા રૂપીઆ ને કેટલા આનાનું ગુણોત્તર ૧૨ ?
૧૦) ૫ નંગને કેટલા સેંકડાનું ગુણોત્તર $\frac{૧}{૨૦}$ ?
૧૧) ૨૪ પાઇને કેટલા આનાનું ગુણોત્તર $\frac{૧}{૪}$ ?
૧૨) ૨૪ ડઝન ને કેટલા ગ્રોસનું ગુણોત્તર $\frac{૧}{૩}$ ?
૧૩) કેટલા શેર ને ૫ નવટાંકનું ગુણોત્તર ૮ ?
૧૪) કેટલા શિલિંગ ને ૬ પેન્સનું ગુણોત્તર ૨૪ ?
૧૫) કેટલી ઘડી ને ૩ શેરનું ગુણોત્તર ૧૬ ?

૧૬) કેટલા શેર ને ૫ નવટાંકનું ગુણોત્તર ૮ ?
૧૭) કેટલા રૂપીઆ ને ૩ આનાનું ગુણોત્તર ૧૬ ?
૧૮) કેટલા રીમ ને ૩ ગાંસડીનું ગુણોત્તર ૧/૧૦ ?
૧૯) કેટલા આના ને ૧। રૂપીઆનું ગુણોત્તર ૧/૨ ?
૨૦) કેટલી પાઇ ને ૩ રૂપીઆનું ગુણોત્તર ૧/૧૯૨ ?
૨૧) કેટલા શેર ને ૨ મણનું ગુણોત્તર ૧/૨૦ ?

**સૂચના**—૨૨ થી ૪૦ સવાલના જવાબ અનેક આવશે ?

૨૨) કેટલા રૂપીઆ ને કેટલા આનાનું ગુણોત્તર ૮ ?
૨૩) કેટલા મણ ને કેટલા શેરનું ગુણોત્તર ૪૦ ?
૨૪) કેટલા શેર ને કેટલા નવટાંકનું ગુણોત્તર ૮ ?
૨૫) કેટલી ખાંડી ને કેટલા મણનું ગુણોત્તર ૨૦ ?
૨૬) કેટલી ગાલ્લી ને કેટલા મણનું ગુણોત્તર ૩૦ ?
૨૭) કેટલાં બેડીઆં ને કેટલા મણનું ગુણોત્તર ૩૨ ?
૨૮) કેટલા તોલા ને કેટલા વાલનું ગુણોત્તર ૩૨ ?
૨૯) કેટલા એકર ને કેટલા ગુંઠાનું ગુણોત્તર ૪૦ ?
૩૦) કેટલા ધા ને કેટલા શેરનું ગુણોત્તર ૨૪ ?
૩૧) કેટલી ધડી ને કેટલા શેરનું ગુણોત્તર ૪૮ !
૩૨) કેટલા ગ્રોસ ને કેટલા ડઝનનું ગુણોત્તર ૧૨ ?
૩૩) કેટલા આના ને કેટલી પાઇનું ગુણોત્તર ૧૨ ?
૩૪) કેટલા શિલિંગ ને કેટલા પેન્સનું ગુણોત્તર ૧૨ ?
૩૫) કેટલા રૂપીઆ ને કેટલા દોકડાનું ગુણોત્તર ૧૦૦ ?
૩૬) કેટલા પૌંડ ને કેટલા શિલિંગનું ગુણોત્તર ૨૦ !
૩૭) કેટલા રૂપીઆ ને કેટલા આનાનું ગુણોત્તર ૧૬ ?

૩૮) કેટલા રૂપીઆ ને કેટલા પૈસાનું ગુણોત્તર ૬૪?
૩૯) કેટલા શિલિંગ ને કેટલા પૌંડનું ગુણોત્તર $\frac{૧}{૨૦}$?
૪૦) કેટલા દોકડા ને કેટલા રૂપીઆનું ગુણોત્તર $\frac{૧}{૧૦૦}$?

# પ્રકરણ ૩.

## તમામ ગુણોત્તરમાં લાગુ પડતી કુંચીઓ

**૧) ભારે પરિમાણ ઉપરથી હલકા પરિમાણની કિંમત કાઢવાની રીતઃ—**

ભારે પરિમાણુની કિંમતને ભારે પરિમાણુ અને હલકા પરિમાણના ગુણોત્તરે ભાગવા. ભાગાકાર ભારે પરિમાણની કિંમતની જાતનો આવશે. જેમકે દા. ૧) રૂ. ૨૫ાા એ તોલો તો ૪ વાલનું શું?

ભારે પરિમાણની કિંમત રૂ. ૨૫ાાને ભારે પરિનાણ એક તોલા અને હલકા પરિમાણ ૪ વાલના ગુણોત્તર ૮થી ભાગ્યા તો રૂ.૨૫ાા÷૮=રૂ.૩)ⅲ અથવા* $\frac{૧}{૮}$ રૂપીઆ=૨ આના, માટે ૨૫ાા×૨=૫૧ આના–રૂ. ૩)ⅲ

**દા. ૨)** રૂ. ૬૩ એ ગાલ્લી તો ૧૨ શેરનું શું?

ભારે પરિમાણુની કિંમત રૂ. ૬૩) ને ભારે પરિમાણુ એક ગાલ્લી અને હલકા પરિમાણ ૧૨ શેરના ગુણોત્તાર ૧૦૦ થી ભાગ્યા તો રૂ. ૬૩÷૧૦૦=૬૩ દોકડા=રૂ. ०।।= ०।। દોકડો અથવા $\frac{૧}{૧૦૦}$ રૂપીઆ=૧ દોકડો માટે ૬૩×૧=૬૩ દોકડા=રૂ. ०।।= ०।। દોકડો.

---

*ગુણોત્તર એ સાદી સંખ્યા છે છતાં આ રીતમાં તેને વિશેષ (પરિણામવાળી) સંખ્યા ગણી લેવામાં આવે છે, માટે પહેલી સંખ્યા જે વિશેષ સંખ્યા છે તેને સાદી સંખ્યા ગણી લેવી જોઇએ, કારણ સ્પષ્ટ છે. જેમકે ૫ રૂપીઆ×૨=૧૦ રૂપીઆ, અથવા ૫×૨ રૂપીઆ=૧૦ રૂપીઆ.

દા. ૩) ૭ાા ખાંડીના રૂ. ૫૨ાા તો ૩૦ શેરનું શું ?
ભારે પરિમાણની કિંમત રૂ. ૫૨ાાને ભારે પરિમાણ ૭ાા ખાંડી અને હલકા પરિમાણ ૩૦ શેરના ગુણોત્તર ૨૦૦થી ભાગ્યા તો રૂ. ૨૫ાા× $\frac{૧}{૨૦૦}$=૨૬ા દોકડા=રૂ. ૦ા ૧ા દોકડો અથવા $\frac{૧}{૨૦૦}$ રૂપીઆ=૦ાા દોકડો માટે ૫૨ાા×૦ાા દોકડો=૨૬ા દોકડા=રૂ. ૦ા ૧ા દોકડો.

**હલકા પરિમાણ ઉપરથી ભારે પરિમાણની કિંમત કાઢવાની રીતઃ—**

હલકા પરિમાણની કિંમતને હલકા પરિમાણ અને ભારે પરિમાણના ગુણોત્તરે ભાગવા, ભાગાકાર હલકા એકમની કિંમતની જાતનો આવશે. જેમકે દા. ૧) રૂ. ૦)=ાા નું ૧ા શેર તો મણનું શું ?

હલકા પરિમાણની કિંમત રૂ. ૦)=ાા ને હલકા પરિમાણ ૧ા શેર અને ભારે પરિમાણ મણના ગુણોત્તર $\frac{૧}{૩૨}$ એ ભાગ્યા તો રૂ. ૦)=ાા÷$\frac{૧}{૩૨}$=૮૦ આના=૫ રૂપીઆ જવાબ.

દા. ૨) રૂ. ૦)=નું શેર તો મણનું શું ?

હલકા પરિમાણની કિંમત રૂ. ૦)=ને હલકા પરિમાણ ૧ શેર ને ભારે પરિમાણ એક મણના ગુણોત્તર $\frac{૧}{૪૦}$ એ ભાગ્યા તો રૂ. ૦)=÷$\frac{૧}{૪૦}$ =૯૦ આના = રૂ. ૫ાા=

દા. ૩) ૬ આનાનું ૭ાા શેર તો ૩ ખાંડીનું શુ ?

હલકા પરિમાણની કિંમત ૬ આનાને હલકા પરિમાણ ૭ાા શેર અને ભારે પરિમાણ ૩ ખાંડીના ગુણોત્તર $\frac{૧}{૩૨૦}$ એ ભાગ્યા તો ૬ આના÷$\frac{૧}{૩૨૦}$=૧૯૨૦ આના=૧૨૦ રૂપીઆ.

**૩) કિંમત ઉપરથી વજન કાઢવાની રીતઃ—**

જેટલું વજન આપ્યું હોય અને જેટલી કિંમતનું લેવું હોય

તેનો ગુણાકાર કરવો. પછી તે ગુણાકારને આપેલા ભાવે ભાગવાથી જવાબ આપેલા વજનની જાતનો આવશે. જેમકે:—

૧) રૂા. ૩ નું ૧ા મણ તો રૂ. ૧૨ નું કેટલું?
૧ા×૧૨=૧૫. ૧૫÷૩=૫ મણ જવાબ.
૨) રૂ. ૧૨ નું ૫ મણ તો રૂ. ૩ નું કેટલું?
૫×૩=૧૫. ૧૫÷૧૨=૧ા મણ જવાબ,
૩) ૩ પૈસાનું ૭ શેર તો રૂ. ૩ નું કેટલું?
૭×૩=૨૧, ૨૧÷$\frac{3}{૬૪}$=૪૪૮ શેર=૧૧ મણ ૮ શેર.

## મનોયત્ન ૧૨.

૧) રૂ. ૬૭ાા ગાલ્લી તો ૬ મણનું શું?
૨) રૂ. ૧૧ા મહીનો તો ૬ દિવસનું શું આપવું?
૩) ૨૫ રૂપીએ તોલો તો ૪ વાલનું શું?
૪) રૂ. ૧૧૨) એ ભાર તો ૦ા મણનું શું?
૫) રૂ. ૦ાા નું વાલ તો તોલાનું શું?
૬) મણના રૂ. ૬ા તો ૨ ખાંડીનું શું?
૭) રૂ. ૩ાા નું ૧ા વસો તો ૧ાા વીંઘાનું શું?
૮) ૨ાા મણના રૂ. ૬ા તો ૧ ગાલ્લીનું શું?
૯) રૂા. ૧૭ાા એ કુંડી તો ૪ નંગનું શું?
૧૦) રૂ. ૪૫) મહીનો તો ૧૨ દિવસનું શું?
૧૧) રૂ. ૨૭ાા તોલો તો ૪ રતીનું શું?
૧૨) રૂ. ૪૮) વરસ તો ૩ માસનું શું?
૧૩) રૂ. ૨૫ાા ભાર તો ૪ મણનું શું?

૧૪) રૂ. ૩૧ાા ભાર તો ૨ાા ઘડીનું શું આપવું?
૧૫) ૧૫ મણના ૬ રૂપીઆ તો ૨ ખાંડીનું શું?
૧૬) ૯ ડઝનના રૂ. ૨૦ા તો ૧ ગ્રોસનું શું?
૧૭) ૭ મહીનાના રૂ. ૧૭ાા તો વર્ષનું શું?
૧૮) રૂ. ૩૫) એ ખાંડી તો રૂ. ૨)≡ નું કેટલું?
૧૯) રૂ. ૧ા=નું ૧૦ શેર તો રૂ. ૬ાાા=નું કેટલું?
૨૦) રૂ. ૩૫) એ ખાંડી તો રૂ. ૦)–ાાા નું કેટલું?
૨૧) રૂ. ૦)૦ાાા નું ૩ શેર તો રૂ. ૦ાાા નું કેટલું?
૨૨) રૂ. ૨૨ાા એ મહીનો તો રૂ. ૯) માં કેટલા દિવસ?
૨૩) રૂ. ૦ાાા≡માં ૧૦ કેરી મળે તો રૂ. ૦ાા–માં કેટલી આવે?
૨૪) રૂ. ૬૦)નું ૧ાા વરસ તો ૧ મહીનાનું શું?
૨૫) રૂ. ૪૦)નું ૭ મણ તો ૭ શેરનું શું?

---

# પ્રકરણ ૪.

માણીના મણ કેટલા? ગ્રોસના ડઝન? ડઝનના નંગ? વર્ષના મહીના? વેંતના આંગળ? ફુટના ઈંચિ? તોલાના માસા? પૌંડ ટ્રોયના ઔંસ કેટલા? જવાબ ૧૨.

## ૧૨. ગુણોત્તર આવે એવાં કોષ્ટકો.

માણી ને મણ; ડઝન ને નંગ; ગ્રોસ ને ડઝન; વર્ષ ને મહીનો; વેંત ને આંગળ; ફુટ ને ઇંચ; તોલા ને માસો; પૌંડ ટ્રોય ને ઔંસ.

ત્યારે ઉપલા પરિમાણોનું ગુણોત્તર શું? જ. ૧૨.

એ પરિમાણોમાંથી ભારે પરિમાણો કહો. હલકાં કહો. હલકાં પરિમાણો ભારેના કેટલામા ભાગના છે? જ. ૧૨ મા ભાગના. ભારે હલકાથી કેટલા ગણા છે? જ. ૧૨ ગણા. જો ભારે એકમ પરિમાણની કિંમત રૂ. ૧) પડે તો હલકા એકમની કિંમત ભારેના કેટલામા ભાગની પડે? જ. ૧૨મા ભાગની. રૂપીઆનો ૧૨મો ભાગ શું? જ. ૧૬ પાઇ. રૂપીઆથી કેટલા ગણી પાઈ આવી? જ. ૧૬ ગણી. ભારે એકમની કિંમત રા. બે પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે? જ. ૩૨ પાઇ. રૂપીઆથી કેટલા ગણી પાઈ આવી? જ. ૧૬ ગણી. ભારે એકમના રૂપીઆથી કેટલા ગણી પાઇ આપવી પડે છે? જ. ૧૬ ગણી. માટે

**૧) ભારે એકમના રૂપીઆથી ૧૬ ગણી પાઇ હલકા એકમની કિંમત પડે.**

ભારે એકમ પરિમાણની કિંમત ૧ આનો પડે તો હલકા એકમની શી કિંમત પડે? જ. ૧ પાઇ. આનાથી કેટલા ગણી પાઇ આવી? જ. આના જેટલીજ. જો ભારે એકમની કિંમત ૨ આના પડે તો હલકા એકમની શી કિંમત પડે? જ. ૨ પાઇ. આનાથી કેટલી ગણી આવી? જ. આના જેટલીજ. ભારે એકમના આનાથી કેટલી ગણી પાઇ આપવી પડે છે? જ. આના જેટલીજ. માટે.

**૨) ભારે એકમના આના જેટલીજ પાઈ હલકા એકમની કિંમત આપવી પડે.**

ભારે એકમ પરિમાણની કિંમત ૧ પૌંડ પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે? જ. પૌંડના ૧૨ મા ભાગ જેટલી. પૌંડનો ૧૨ મો ભાગ શું? જ. ૨૦ પેન્સ. પૌંડથી કેટલા ગણા પેન્સ પડે? જ. ૨૦ ગણા. માટે

**૩) ભારે એકમના પૌંડથી ૨૦ ગણા પેન્સ હલકા એકમની કિંમત પડે.**

ભારે એકમની કિંમત ૧ શિલિંગ પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે ? જ. ૧ પેન્સ. શિલિંગથી કેટલા ગણા પેન્સ પડે ? જ. શિલિંગ જેટલા. ભારે એકમના શિલિંગથી કેટલા ગણા પેન્સ આપવા પડે ? જ. શિલિંગ જેટલાજ. માટે

**૪) ભારે એકમના શિલિંગ જેટલાજ પેન્સ હલકા એકમની કિંમત પડે.**

**ભારે રકમ પરથી હલકા એકમની કિંમતઃ—**

**પહેલી રીત.** (૧) રૂપીઆથી ૧૬ ગણી પાઈ. (૨) આના જેટલીજ પાઈ. (૩) પૌંડથી ૨૦ ગણા પેન્સ. (૪) શિલિંગ જેટલાજ પેન્સ.

૧ રૂપીઆનો ૧૬ મો ભાગ શું ? જ એક આનો. બે રૂપીઆનો સોળમો ભાગ શું ? જ. બે આના. ૩. ૩ નો સોળમો ભાગ શું ? જ. ત્રણ આના માણીનો ૧૬ મો ભાગ શું ? જ. ૦ાા મણ. ગ્રોસનો ૧૬ મો ભાગ શું ? જ. ૦ાા ડઝન. ડઝનનો ૧૬ મો ભાગ શું ? જ. ૦ાા નંગ. વર્ષનો ૧૬ મો ભાગ શું ? જ. ૦ાા મહીનો. વેંતનો ૧૬ મો ભાગ શું ? જ. ૦ાા આંગળ. ફુટનો ૧૬ મો ભાગ શું ? જ. ૦ાા ઇંચ. તોલાનો ૧૬ મો ભાગ શું ? જ. ૦ાા માસો. પૌંડટ્રોયનો ૧૬ મો ભાગ શું ? જ. ૦ાા ઔંસનો ટ્રોય. એક રૂપીએ માણી હોય તો એક આનાનું કેટલું આવે ? જ. ૦ાા મણ. ત્યારે

એક રૂપીએ ગ્રોસ, ડઝન, વરસ, વેંત, ફુટ, તોલા અને પૌંડ ટ્રોય હોય તો એક આનામાં કેટલું આવે ? જ. ૦ાા ડઝન, ૦ાા નંગ, ૦ાા મહીનો, ૦ાા આંગળ, ૦ાા ઇંચ, ૦ાા માસો અને ૦ાા ઔંસ ટ્રોય આવે.

આનાનો સોળમો ભાગ શું? જ. ઉપઆનો. જો ઉપરનો ભાવ એક આનાનો હોય તો એક ઉપઆનામાં કેટલું આવે? જ. દેશે. માટે

**બીજી રીત—જેટલા રૂપીઆમાં ભારે પરિમાણ ૧ આવે તેટલાજ આનામાં હલકું પરિમાણ ૦॥। આવે.**

**સૂચના:**—જેમ રૂપીઆનો ૧૬ મો ભાગ આનાછે, તેમ આનાનો ૧૬ મો ભાગ ઉપઆના છે. તેમજ પાઇનો ૧૬ મો ભાગ ઉપપાઇ (કાચી પાઇ) છે, માટે રૂપીઆના ભાવમાં આના જવાબ આવતો હોય તો આનાના ભાવમાં ઉપઆના જવાબ આવે, તેમ રૂપીઆના ભાવમાં પાઇ જવાબ આવતો હોય તો આનાના ભાવમાં ઉપપાઇ જવાબ આવે.

હલકાથી ભારે કેટલા ગણા છે? જ. ૧૨ ગણા.

હવે જો હલકા એકમની કિંમત ૧ રૂપીઓ, ૧ આનો, ૧ પૈસો, ૧ પાઇ, ૧ પૌંડ, ૧ શિલિંગ. ૧ પેન્સ, ૧ ફાર્ધિંગ પડે તો ભારે એકમની કિંમત શું પડે? જ. ૧૨ ગણી એટલે ૧૨ રૂા. ૧૨ આના=૦॥। રૂ; ૧૨ પૈસા=૩ આના. ૧૨ પાઇ=૧ આનો. ૧૨ પૌંડ. ૧૨ શિલિંગ. ૧૨ પેન્સ=૧ શિલિંગ. ૧૨ ફાર્ધિંગ=૩ પેન્સ પડે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧) | હલકા | એકમની | કિંમત | ૧ રૂ. | પડે | તો ભારે | એકમની | શી? | ૧૨ રૂ. |
| ૨) | ,, | ,, | ,, | ૧ આનો | ,, | ,, | ,, | ? | ૦॥। રૂ. |
| ૩) | ,, | ,, | ,, | ૧ પૈસો | ,, | ,, | ,, | ? | ૩ આના. |
| ૪) | ,, | ,, | ,, | ૧ પાઈ | ,, | ,, | ,, | ? | ૧ આનો. |
| ૫) | ,, | ,, | ,, | ૧ પૌંડ | ,, | ,, | ,, | ? | ૧૨ પૌંડ, |
| ૬) | ,, | ,, | ,, | ૧ શિલિંગ | ,, | ,, | ,, | ? | ૧૨ શિલિંગ |
| ૭) | ,, | ,, | ,, | ૧ પેન્સ | ,, | ,, | ,, | ? | ૧ શિલિંગ |
| ૮) | ,, | ,, | ,, | ૧ ફાર્ધિંગ | ,, | ,, | ,, | ? | ૩ પેન્સ. |

**હલકા એકમ પરથી ભારે એકમની કિંમતઃ—**

**પહેલી રીત**—(૧) આનાથી પોણા રૂપીઆ. (૨) પૈસાથી ત્રણ ..ા આના. (૩) પાઇ જેટલાજ આના. (૪) પેન્સ જેટલીજ શિલિંગ. ) ફાર્ધિંગથી ત્રણ ગણા પેન્સ.

૧ આનાનું પોણો મણ આવે તો ૧૬ આનાનું કેટલું આવે? ૧૨ મણ. એક આનાનું ૦॥। મણ તો ૧ રૂપીઆનું કેટલું? જ. ૧૨ ..ણ અથવા માણી.

૧ ઉપઆનાનું ૦॥। મણ આવે તો ૧૬ ઉપઆનાનું કેટલું? ૧૨ મણ. ૧ ઉપઆનાનું ૦॥। મણ આવે તો ૧ આનાનું કેટલું? ૧૨ મણ અથવા માણી.

એક આનામાં ૦॥। મણ, ૦॥। ડઝન, ૦॥। નંગ, ૦॥। મહીનો, ..ા આંગળ, ૦॥। ઇંચ, ૦॥। માસો, ૦॥। ઔંસ ટ્રોય આવે તો ..ક રૂપીઆમાં કેટલું આવે? જ. ૧ માણી, ૧ ગ્રોસ, ૧ ડઝન, ..વર્ષ, ૧ વેંત, ૧ ફુટ, ૧ તોલો, અને ૧ પૌંડ ટ્રોય આવે.

**..જી રીત—જેટલા આનામાં હલકું પરિમાણ ૦॥। આવે ..લાજ રૂપીઆમાં ભારે પરિમાણ ૧ આવે.**

## ૧૨ના ગુણોત્તરનાં લેખાંની કુંચીઓ

(૧) જેટલે રૂપીએ માણી તેથી ૧૬ ગણી પાઇએ મણ
(૨) જેટલે રૂપીએ ડઝન તેથી ૧૬ ગણી પાઇએ નંગ
(૩) જેટલે રૂપીએ ગ્રોસ તેથી ૧૬ ગણી પાઇએ ડઝન
(૪) જેટલે રૂપીએ વરસ તેથી ૧૬ ગણી પાઇએ મહીનો
(૫) જેટલે રૂપીએ ફુટ તેથી ૧૬ ગણી પાઇએ ઇંચ
(૬) જેટલે રૂપીએ તોલો તેથી ૧૬ ગણી પાઇએ માસો

૭) જેટલે આને માણી તેટલીજ પાઇએ મણ.
૮) જેટલે આને ડઝન તેટલીજ પાઇએ નંગ.
૯) જેટલે આને ગ્રોસ તેટલીજ પાઇએ ડઝન.
૧૦) જેટલે આને વર્ષ તેટલીજ પાઇએ મહીનો.
૧૧) જેટલે આને ફુટ તેટલીજ પાઇએ ઇંચ.
૧૨) જેટલે આને તોલો તેટલીજ પાઇએ માસો.

**ઉદાહરણ**—૧) ૧૨ાા રૂપીએ ગ્રોસ તો ડઝનનું શું?
(૧૨ાા×૧૬=૨૦૪ પાઈ=૧૭ આના=રૂ. ૧)-. રૂ. ૧૨ાા÷૧૨=રૂ. ૧)-
૧૨ાા=$\frac{૧}{૧૨}$=રૂ. ૧)- [ ૧૨ાા આનાનુ ૦ાા ડઝન માટે
૧૨ાા÷૦ાા=૧૭ આના=રૂા. ૧)-
૨) રૂ. ૦)≡ ડઝન તો એક નંગનું શું?
(આના જેટલીજ પાઇ માટે ત્રણ પાઈ=રૂ. ૦)૦ા
૩) ૩ પૈસે તોલો તો એક માસાનું શું? (૩×૦ા=૦ાા પાઈ.)
૪) ૧૫ પૌંડે ગ્રોસ તો ડઝનનું શું? પૌંડથી ૨૦ ગણા પેન્સ.
(૧૫×૨૦=૩૦૦ પેન્સ=૨૫ શિલિંગ=૧ા પૌંડ.)
૫) ૨ાા શિલિંગે ફુટ તો ઇંચનું શું?
(શિલિંગ જેટલીજ પેન્સ માટે ૨ાા પેન્સ)
૬) ૩ પેન્સનું ડઝન તો ૧ નંગનું શું? (૩×$\frac{૧}{૪}$=૧ ફાર્થિંગ)
૭) રૂ. ૧૪૪ નું વરસ તો રૂા. ૯) માં કેટલા માસ નોકરી કરવી?
રૂા. ૯=૧૪૪ આના. રૂપીઆ જેટલાજ આના છે માટે ૦ાા માસ.
૮) ૧૨ આને ડઝન તો ૦ાા આનાનું કેટલું?
(૦ાા આનો=૧૨ ઉપઆનાના આના. જેટલાજ ઉપઆના છે માટે ૦ાા નંગ)

